श्री

# निर्भय भीम व्यायोग.

जैनाचार्य हेमचंद्रना शिष्य महाकवि
रामचंद्राचार्यनुं रचेलुं
तेनु
**(મૂળ સંસ્કૃત ઉપરથી)**
ગુજરાતીમા
गद्य पद्यात्मक भाषान्तर
રચીને પ્રસિદ્ધ કરનાર

गोसाइ नारायणभारती यस्वंतभारती
રહેનાર અણહિલ્લપુર પાટણ.

**અમદાવાદ**
દરીયામા હિતેચ્છુ પ્રેસમા પટેલ જેશંગ
મૂળજીએ છાપ્યુ.

સંવત્ ૧૯૪૨ ભાદ્રપદ. સને ૧૮૮૬.



મૂલ્ય ત્રણ આના.

# પ્રસ્તાવના*

આ નિર્ભય ભીમ વ્યાયોગ મૂળ સસ્કૃતમા ગદ્ય પદ્યાત્મક રચનાર પરદેશો પ્રખ્યાતી પામેલા અણહિલ્લપુર પાટણમા ચૌલુક્ય (શોળંકી) વશના કુમારપાળ મહારાજાને સત્ય ધર્મનો બોધ આપી જૈન ધર્મધારણ કરાવનાર મહાન્ પંડિત હેમચંદ્રાચાર્યની સપૂર્ણ પ્રીતિ સપાદન કરીને આચાર્યપણું પ્રાપ્ત કરનાર, કવિ રામચદ્રાચાર્ય જેણે પૂરા સો ગ્રથો રચેલા છે, તેમાથી તેમનો રચેલો આ ગ્રથ મને મળવાથી તેનુ ગુજરાતી ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ, પણ મારા અનભ્યાસે નાટચરસમા કાઈ ન્યૂનતા થઇ હોય તો વાચનારે ક્ષમા કરવી. કેમકે જૈન પડિતોના રચેલા જાણવા લાયક ઘણા ગ્રંથો અંધારામા ઉધઇ શરણ થાયછે તોપણ કઠિણ બંધથી બાવેલી વિદ્યા દેવીને અજાણ અડવા (વાણીયા) ભૂગ્રહોમા જોવાનો વખત પણ આવવા દેતા નથી! છતા કેટલાક પ્રયાસે ઘણા લોકોને ઉપયોગી થઈ પડે તેવા ઘણા ગ્રંથોની શોધ મેં કરેલી છે અને કરવાની છે, ત્યારે પછી જેમ જેમ ઉત્તેજન મળતું જશે તેમ તેમ તેવા ગ્રંથો બહાર પાડવાની મારી ઇચ્છા છે.

આ ગ્રથમા નાયક ભીમ અને નાયકા દ્રૌપદી છે. તાના વન વેશે એક વનમા (પાચે પાડવ) આવ્યા, વન પાસેના નગરના લોકોમા દરરોજ એક મનુષ્ય બ– રાક્ષસને ભક્ષ માટે આપવાના વારા બાધેલા હતા! તે પ્રમાણે એક બ્રાહ્મણના વારામા ભીમસેન બકનુ ભક્ષ થઈ

. સુઈ રહ્યા પછી રાક્ષસો તેને ઉપાડી ગયા, .. કરીને બક વગેરે રાક્ષસોને મારી પછ્ય વેશે .વલા ઉપહાર પુરૂષને મૃત્યુ મુખમાથી ઉગારયો, અને બીજા સર્વ લોકોને સુખ આપ્યુ.

જુવો! મોટા અને પરાક્રમી પુરૂષો ઉપર વિપત્ત આ આવેછે તેમા પણ લોકનુ કલ્યાણ કરવા માટે પોતાની ધૈર્યતા ન મુકતા દૃઢપણે મોટા કાર્યો આરભત્તે ફતેહ પામેછે.

પાટણ.
ભાદ્રપદ વદ ૮ } નારાયણભારતી ચરુવતભારતી



# निर्भय भीम व्यायोग.

## एक अङ्की.

## પાત્ર*

| | |
|---|---|
| સૂત્રધાર· | નાટકનો મુખ્ય. |
| ભીમ · · | પાંડુના પુત્ર પાંડવ યુધિષ્ટિરનો ભા |
| દ્રૌપદી ˇ | પાંડવની સ્ત્રી. |
| પુરૂષ ·· · · | નગ્રના લોકોએ રાખેલો ચાકર. |
| ઉપહાર પુરૂષ ·· | વધ્ય વેશે આવેલો, રાક્ષસના ભ- માટે એક બ્રાહ્મણ. |
| વૃદ્ધા | ઉપહાર પુરૂષની માતા. |
| વધૂ · | ઉપહાર પુરૂષની સ્ત્રી માલતી. |
| બક | ·· રાક્ષસોનો માલીક. |
| સુકર મુખ, વ્યાઘ્ર મુખ, પાચ છ રાક્ષસો. | બકની સાથે રહેનાર રાક્ષસો |
| યુધિષ્ટિર · | ·ભીમના મોટા ભાઈ |
| ·અર્જુન · · | ભીમનો નાનો ભાઈ. |
| સહદેવ ··· ··· | ,, નાનો ભાઈ. |
| નકુળ | ,, નાનો ભાઈ. |



# निर्भय भीम व्यायोग.

[નાન્દી.]

अनुष्टुप्.

શોષાવી દુસ્તપે દેહી, રાગાદી બળિ શત્રૂને;
જીત્યા જેણે હશે તેમા, પ્રણામો કરૂં કોઇને. ૧

(મંગળાચરણ થઇ રહ્યા પછી)

**સૂત્રધાર**–(પ્રવેશ કરીને નમ્રતાવડે) અહો, દીર્ઘ
ભાગ્યવાન્ બુદ્ધિમાન્ સભાસદો, તમને મારે કાંઈ વિજ્ઞપ્તિ
કરવાની છે, તે એવી કે–અકસ્માત્પ્રસન્ન થએલા ચિત્તવડે
વિધાતાએ તમો પૂજ્યને હર્ષ થવા માટે આ ભેટ તરિકે
સમર્પણ કરેલુંછે કારણ કે–

अनुष्टुप्.

રામચંદ્ર[૧] ગિરા સાથે,[૨] પુર્ણેન્દુ મધુરા ગિતે;
સ્વતંત્ર ઈષ્ટ યોગેથી, પાચે વૃષ્ટિ કરે પ્રિતે. ૨

(માટે સાવધાન થાઓ)

જુવો!

સર્વ ઠેકાણે વિખ્યાત જેની ચાતુર્યતા છે એવા તમે
છો, તે માટે તમારા આગળ આ નાટ્યની કુશળતા બ–
તાવવાની મારી ઈચ્છા થઇ છે કારણ કે–

अनुष्टुप्.

જાણેછે સર્વ ભાષાને, ભણેછે ભર્ત શાસ્ત્ર જે;

---

૧ વાણી. ૨ પુર્ણિમાનો ચંદ્ર.

કાવ્યાભ્યાસ કરે તેને, પ્રબંધો જાણવા જુવે. ૩

(નેપથ્યમા)

ભાવ, આખુ ભરતકુળ તૈયાર થયુ છે, માટે આચાર્ય હેમચંદ્રના શિષ્ય રામચદ્ર, જે કે સો પ્રબધના કર્ત્તા છે, તેમાથી કોઈપણ સપૂર્ણ રસથી ભરેલા પ્રબધનો અધીકાર કરીને પ્રારંભ કરવો જોઈએ.

**સૂત્રધાર**–(મનમા) આ નિપુણ અમારો શિષ્ય કાઈ પ્રબધ જાણવાની ઇચ્છા ધરાવે છે, (એમ કહિને ઊચે સ્વરે)

નિર્ભય ભીમ નામાવ્યાયોગનો અધિકાર કરીને ચલાવો

(વળી નેપથ્યમા)

**ભીમ**–હે, વત્સ અર્જુન, જયા સુધી હુ અને પાચાળી વનનુ સુન્દિરપણુ જોઈએ. ત્યા સુધીમા તારે ધનુષ ધારણ કરીને તથા યોગ્ય બાણો લઈને મહારાજની સાથે શીઘ્રપણે આવવુ.

**સૂત્રધાર**–શુ આ, ભીમના સ્થાનકે રહિને કુશિલત્વ બોલેછે? ચાલો હુ પણ મારૂ કાર્ય કરૂ.(એમ કહિને જાયછે).

**ઈતિ પ્રસ્તાવના.**

# निर्नय भीम व्यायोग.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ

### रंग भूमी.

### पात्र.

ભીમ અને દ્રૌપદી.

(ભીમ અને દ્રૌપદી સાથે પ્રવેશ કરયા પછી)

**ભીમ**-(દ્રૌપદીના સામે જોઈને ક્રોધથી)

### स्रग्धरा.

ખીલેલી કેતકીના [૧]દળ નખ થકિ તેં ફાડિને કુંડળો જે—
ઘાલ્યા છે કાનમા ને ગજમદ જળનો લેપ ગંડસ્થળે છે;
[૨]કુંજોના [૩]નાળના તેં [૪]કરવલય રચ્યા રૂપ દેખો વનોનું,
બાળેછે અંગ મારૂ કુરૂ કુળપરનો ક્રોધ રૂપી [૫]કૃશાનૂ. ૪

(વળી ખેદ પામીને)

### शार्दूल विक्रीडित.

અન્યાયો કરનારને શઠ વ્રતો પાળી અમારા [૬]અરી,
ઘૂમેછે બહુ [૭]મોદ સાથ સુખ તે મોટી પ્રશંશા ધરી;
[illegible]ાયી શીળ અમે સભાવ ધરવે નીચિ સ્થિતિમા છિએ,
પામ્યા તેથિ પરાભવો વિપતથી તાપો ઘણા પામિએ. ૫

---

૧ પત્ર. ૨ કમળ. ૩ કમળની ડાડી. ૪ બલૈયા અથવા હાથ મા પેહેરવાનાં કંકણો, ૫ અગ્નિ. ૬ શત્રુઓ. ૭ આનંદ.

**દ્રૌપદી**–સ્વામી, ખેદ ન કરવો તે સારૂ છે કારણ કે

### आर्यागीति.

[1]ભડવાપણું સ્વામીનું, તે છે ભૂષણ [2]વીર તણી [3]વધુને;
બીજી શોભાવે છે, [4]કટક હેમના ધરિ ભૂષણ વપુને. ૬

**ભીમ**–(આક્ષેપથી) દેવી, એજતો! પણ–"

### स्रग्धरा.

જે ભૂપે દ્રૌપદીના [5]ચિકુર કર વડે ઝાલિ તાણ્યા તણાવ્યા,
તે દેખ્યું દેખિને જે મુદિત મન થયા તેહના ઉપરે આ;
ઉઠયો ક્રોધાગ્નિ તેમા [6]સમર ભુવિ [7]મખે દ્વિ ત્રિ હુંકાર મંત્રે
હોમેછે ઈન્ધનો જો! કુરૂ કુળ નિજને ભીમ પોતેજ અન્તે. ૭

**દ્રૌપદી**–નાથ, કૌરવોનો પરાભવ થવો વિકટ છે.

**ભીમ**–(આક્ષેપથી)

### शार्दूलविक्रीडित.

બીજાને ભય આપનાર કરમા ક્હો આજ જેને થતી
તેવા વૈરી ઉખેડવા સમુળથી જેની ભુજા જાગતી;
તારા કેશ તણાવનાર અરિયે અબાધ મારો કિધો,
તેને હું હણવા ન હામ ધરૂં તો શું વીર પ્યાલો પિધો? ૮

માટે હમણા બીજા વિચાર કરવાની કાંઈ જરૂર નથી પણ, ચાલ વનની શોભા દેખાડું.

(બંને જણા જાય છે)

---

૧ શૌર્યપણું. ૨ શૂરવીર. ૩ સ્ત્રી. ૪ કડા અથવા કંકણ ૫ કેશ અથવા વાળ. ૬ યુદ્ધ. ૭ હોમ કરવાનો અગ્નિ કુંડ

### आर्या.

वीर महिलाण तंचेव, मडण जंपिआण भडिवाओ;
माडिज्जते महिला, कणय कडएहिं अवराओ. ६

# પ્રવેશ ૨ જો*

સ્થળ

**વન.**

**પાત્ર.**

ભીમ, દ્રૌપદી, પુરૂષ, ઉપહાર પુરૂષ, વૃદ્ધા, માલતી, ખર, સુકરમુખ, વ્યાઘ્રમુખ અને બીજા રાક્ષસો.

(ભીમ અને દ્રૌપદીએ પ્રવેશ કર્યા પછી)

**ભીમ**–દેવી, જો જો!!

## શાર્દૂલવિક્રીડિત.

૧જો આ [1]ભૂધરના તટો ઝરણના નાદોથિ વ્યાકુળ છે,
નાપો ઝાડ હરેછ પલ્લવવડે જેમા ઘણા ફૂલ છે;
ક[2]જેનાળ રેદળેલ નારિ મુખથી તે [3]કોક ખાતો ફરે,
પારેવો વનિતાનિ પ્રીત ધરિને આ નૃત્ય પોતે કરે. ૯

**દ્રૌપદી**–નાથ, આ ભૂમી માસ અને રૂધિરવડે ભિ-જાએલી છે તેથી હું જાણુંછુ કે, સ્મશાનભૂમિ છો માટે ચાલો બીજે ઠેકાણે જઈએ.

**ભીમ**–એમ કેમ બોલેછો? સ્મશાનના વૃક્ષો, ફળ, પલ્લવ અને પુષ્પોની સમૃદ્ધિવાળા હોતા નથી પરન્તુ, આ

---

૧ પર્વત ૨ આવેલ. ૩ ચક્રવાક

**शार्दूलविक्रीडित.**

ो निर्झर क्षात् कतै स्तुमुलित प्रस्योदरा भूधरा ।
नचैते फळ पुष्प पल्लव भरैर्व्यस्तातपा पादपाः
चक्रोप्येष वधू मुखार्द्ध दलितै वृंतिं विधत्ते त्रिसै
कान्ताऽमत्र रतस्तथैव परितः पारापतो नृत्याति ॥ ९ ॥

ભૂમિ માસ અને રૂધિરવડે કાદવવાળી થએલીછે તેનુ કારણ કાંઈ બીજું હશે, માટે સામેના દેવમન્દિરના દ્વાર આગળ ફરનાર તે પુરૂષને ચાલો પુછિએ.

[પુરૂષ પ્રવેશ કરેછે તેની પાસે બન્ને જણા જઈને]

**ભીમ**–અરે ભાઈ, અમે પરદેશી છીએ તેથી અહિનુ વૃત્તાન્ત જાણુતા નથી માટે પુછીએ છીએ કે, તું કોણછે? અને આ, કિયા દેવનુ સ્થાનક છે? તથા દેવમન્દિરની ચારે તરફની જમીન માસ, શોણિત અને હાડકાથી વ્યાપ્ત કેમ થઈ છે?

**પુરૂષ**–મહાભાગ, આની વાર્તા ઘણી લાબી છે, એટલુજ નહિ પણ આ વખત હુ ભયમા આવી પડયોછુ તેથી કહેવાનો મને વખત નથી!!

**ભીમ**–(અહંકારથી) અરે, તુ બીહીશ નહિ પણ સર્વ પ્રકારથી નિર્ભય થઈને સર્વ વાર્તા કહે, કાળના મુખ માથી પણ હું તારૂ રક્ષણ કરીશ

**પુરૂષ**–(એમ હોય તો સાભળો) આકાશાને અડેલા શિખરની ટોચવડે સૂર્યનો રથ ખળિત કરેલો છે જેણે એવા આ પર્વતને આપ જુવો છો.

**ભીમ**–એમા શું?

**પુરૂષ**–ત્રણે જગતનુ જેનામા બળ છે એવો બકનામા રાક્ષસપતી અહિછે! અને તે સિવાય બીજા પણ રાક્ષસો છે!!

**દ્રૌપદી**–(ભયથી) પછિ, પછી?

**પુરૂષ**–તે રાક્ષસ પતીને માટે પુરના લોકોએ આ એક ઘર કરેલુછે! અને હું પણ શેહેરના લોકોનો નિમેલ આ, દેવ મન્દિરની ચાકરી કરનાર શાહાશિકછું.

**ભીમ**–પછિ, પછી?

**પુરૂષ**–સર્વ લોકોનું ભક્ષણ કરવાનો ભય પામેલા

પુરજનોએ તે રાક્ષસપતી માટે દરરોજ એક મનુષ્ય બ-લિદાનમા આપવા કબુલ કરયું છે!!

**ભીમ**–અહો! આ કથારસભયાનક અને કૌતુકકારીછે!

**પુરૂષ**–તેથી જે કોઇનો વારો હોય તે મૃત્યુકાળનો વેષ વરીને નગ્રમાથી આવીને આ મહ્ળુ શિળા ઉપર સુઇ રહેછે!!

**દ્રૌપદી**–(ભય અને દયા સહીત) બોલ, પછી શું થાયછે?

**પુરૂષ**–એટલે તેજ વખતે જેની વિકાળ દાઢયોના અંકુરમા માસ ચોટેલુ છે એવો રાક્ષસપતી આ પર્વત *રથી આવીને બુમ પાડતા મનુષ્યનુ ભક્ષણ કરેછે!!!

**ભીમ**–(કાનમા આગળિયો ઘાલીને) અરરર!! ! લોકોનુ રક્ષણ કરનાર કોઈ નથી? અરેરે!! આ વચન ભળવા લાયક નથી, સાભળવા લાયક નથી.

**પુરૂષ**–હવે ઉપહાર પુરૂષ અને રાક્ષસને આવવાનો બત થયોછે! માટે આ ભયાનક સ્થાનકથી દૂર ખસો

[એમ કહિને દિશાઓમા જોઇ નીચો નમીને બહાર નીકળે છે.]

**દ્રૌપદી**–નાથ, એ ઉપહાર પુરૂષ અને રાક્ષસ જયા સુધી નથી આવ્યા ત્યા સુધી ચાલો આપણે જતા રહિએ

(નેપથ્યમા)

હા! પુત્ર, સરસપ પુષ્પ સકોમળ, હા! કુળપ્રદીપ, ફરીને તારૂ મુખ કયારે દેખીસ?

**દ્રૌપદી**– નાથ, આ શું થાયછે

**ભીમ**-દેવી, ધૈર્યધર. હું સારી રીતે સાભળું.

(વળી નેપથ્યમા)

હા! પ્રિય, હા! સુભગ, હા! વિચક્ષણ તારા વિના

હું અભાગિણી કેમ રહી સકીશ!!

**ભીમ**—આ, જે કરૂણધ્વની સભળાયછે, તે જાણું છું કે—નગ્રમાથી ઉપહાર પુરૂષ આવેછે માટે ચાલો છુપીને જોઈયે.

(બન્ને છુપીને જુવેછે.)

'રક્ત ચંદનનો લેપ જેના શરીર વિષે કરેલો છે, અને વાએલુ ધોતિયું જેણે પહેરેલુ છે, તથા જેના કંઠ વિષે લાલ કણેરના પુષ્પની માળા લટકે છે, અને છુટા કેશ છે જેના એવો ધીમે ધીમે ચાલનાર દીન વદને નત યૌવન વાળો એક પુરૂષ આવેછે અને તેની પછવાડે એક વૃદ્ધા સ્ત્રી તથા બીજી જેણે સર્વાંગને વિષે આભુષણ ધારણ કર્યાછે એવી જવાન સ્ત્રી આવેછે, ત્યાર પછી મંદ રૂદન કરતો તે પુરૂષ આવીને શિળાતળ ઉપર સુઈ રહે તેના માથા પાસે વૃદ્ધા બેસેછે અને તેના પગની પાસે જવાન સ્ત્રી બેસેછે એટલે"

**પુરૂષ**—(સજળ નેત્રે) માતા!

**વૃદ્ધા**—પુત્ર, આ રહી હું મંદ ભાગિણી શું અભાગણ કરેછે?

**પુરૂષ**—પ્રિય માલતી!

**માલતી**—નાથ, આ રહી, શું હુકમ છે?

**પુરૂષ**—(ક્ષણેક મૌન રહીને) અંબા! પ્રિય માલતી! હવે હુ અનાથ છું! મરીશ! કોઈ રક્ષણ કરનાર નથી! માટે બાચવ નથી! હુ એકલોજ આકાશમાથી

**ભીમ**—(સક્રોધ) દેવી, આ, ઉપહાર પુરૂષ શું બોલેછે? અરે, હુંજ તેનો શરણ્ય છુ.

**દ્રૌપદી**—નાથ, આ નિર્ભાગીથી શું પ્રયોજનછે

**ભીમ**—(તિરસ્કાર કરીને) એમ નહિ, તું પારકુળને યોગ્ય બોલતી નથી.

## मन्दाक्रान्ता.

ત્રાંસેલા, હે, [1]સુદતિ, જનનું [2]ત્રાણુ હું ના કરંતો,
ગાઢસ્કંધે ભુજ મુજ બળી (ને) આપજે ધીક પુતો;
છાતી જો તે અસુર તણિનું ચૂર્ણુ હું ના કરતો,
લાજ્યું હું જે ત્રિજગ વિજયી ભીમ, તેથી ઠરતો ૧૦

**પુરૂષ**–અબા! પ્રિય માલતી! રાક્ષસને આવવાનો વખત થયાછે! માટે ઘેર જાઓ.

**વૃદ્ધા**–છો મને ખાતો.

**માલતી**–(પુરૂષના પગમા માથું મુકીને કરૂણસ્વરે) આર્ય પુત્ર! આ જગતમાથી મારો વિશ્વાસ હવે અસ્ત થયો! મારો શૃંગાર પણ નાશ થયો!! માટે હું પણ આ, આસન ઉપર બેસી રહીશ, અને તમારી પછવાડે આવીશ!

**દ્રૌપદી**–નાથ, આ, મારાથી જોવાઈ સકાતું નથી, મજ આ કરૂણ સ્વર મારાથી સાભળી પણ સકાતો નથી, માટે ચાલો અહિંથી બીજે ઠેકાણે જઈએ.

**ભીમ**–દેવી, હવે બીજે જવાથી સર્યું, કારણ કે, તેની ભુજાબળના ગર્વનો નાશ કરીને એ રાક્ષસથી આ ઉપહાર પુરૂષનું હું રક્ષણ કરીશ.

**દ્રૌપદી**–નાથ, આ માણુસ અજાણ્યોછે અને પ્રસીદ્ધ જેનુ ભુજબળ એવો તે રાક્ષસ છે, માટે વિનાકારણે આપે મોટા કષ્ટમા ફસાઈ જવું નહિં.

**ભીમ**–(આક્ષેપથી)

## मन्दाक्रान्ता.

ક્રોધે હે, દ્રુપદ તનયે ત્રાસ તું, તે હણુશે,
તેજસ્વી હું બળિ મુજકને શૂર શુ તે ગણુશે?

---

૧ શ્રેષ્ઠ દાંત વાળી. ૨ રક્ષણ.

સંગ્રામે ના અરજુન સહે બાહુ ક્રીડાજ મારી,
તે હું ક્ષત્રી જગ બળ કરૂં કોળિયો એક વારી. ૬૧

**પુરૂષ**-અંબા! પ્રિય માલતી! હવે હું કોનું સ્મરણ કરૂ? કોને શરણે જઊ?

**ભીમ**-(સત્વર આક્ષેપથી ઊંચેસ્વરે). અરે, વરાક-દારક, મારૂ સ્મરણ કરીને મારે શરણે આવ, હું તને પોતાનો કરીને રાખીશ.

[ભીષણાકાર ધારણ કરનાર ભયંકર ભીમને દેખીને બંને જણા પોતાના નેત્રો મીચેછે.]

**પુરૂષ**-(ભયથી) શું રાક્ષસ આવ્યો!! હા! અંબા, હા! પ્રિય માલતી! હું તો રાક્ષસના મોઢામા આ, આવી ફસાયો!!

[એમ કહીને મૂર્છા પામે છે].

**દ્રૌપદી**-(તેની પાસે આવીને ઊંચેસ્વરે) અરે. બીહીશ નહિ, આ રાક્ષસ ન હોય પણ પાંડુ કુળરૂપ આકાશના ચંદ્ર સમાન મહારાજ યુધિષ્ટિરના ભાઇ મહાવીર ચુડામણી, તે તારા રક્ષણ માટેજ આવેલાછે.

[બન્ને જણા ભયભીત રહીને પ્રણામ કરેછે.]

**ભીમ**-ભીતિ રાખશો નહિ, હું તમારૂ સર્વથા રક્ષા કરીશ.

**વૃદ્ધા**-(સકરૂણ પ્રણામ કરીને)

## आर्यागीति.

તારી અનુકંપાથી જીવાડયો પ્રભુ પુત્ર હવે આજ,
સુન્દિર નવયૌવનથી, સુખી થજો વહુ સર્યા સકળ કાજ.

**માલતી**-(હાથ જોડીને)

---

૧ એક વખતે.

કૃપા કરીને સ્વામી, ઊગારો આ નિશિચરથી નાથ,
પતિ રક્ષણના કાજે, જોડું આ, તમ આગળ બે હાથ ૧૩

**દ્રૌપદી**–(કરૂણાથી) આ સ્ત્રીના પતીનુ રક્ષણ કરો.
(એમ કહીને)

કુળ વધુવો ધારેછે, અલંકાર નેપથ્ય, અંગ ટંકી,
ભોગ ભોગવે સર્વે, જ્યાસુદ્ધિ પતિ જીવે ત્યા સુદ્ધિ ૧૪

**ભીમ**–(ઊચેસ્વરે) અરે ઊઠ, બીહીશ નહિ.

[પુરૂષ ઘણા ભયેથી જુવેછે, તેને દેખીને]

**વૃદ્ધા**–પુત્ર, ઊઠ, ઊઠ તારા રક્ષણ માટે આ પ-
રમેશ્વર કયાંઈથી પધારયાછે, માટે હવે ડગીશ નહિ

**માલતી**–આર્યપુત્ર, ઉઠો, ઉઠો આતો રાક્ષસ નથી
પણ તમારા પ્રાણેશ્વર છે.

**પુરૂષ**–(ઉઠીને પ્રણામ કર્યા પછી ખેદથી હાથજોડીને)

## शार्दूलविक्रीडित.

તુંછે પાળક તુંજ નાયક અને તું ત્રાણકારી થવે,
હુંછુ કીંકર પાલ્ય દાસ અરૂણુ હે, તાત તારો હવે,
એને શાન્ત દયા કરી બળવડે આ [1]યાતુધાનાથકી,
ઊગારો મુજ ત્રાણ રક્ષણ કરી શાન્તિથી રાખો સુખી. ૧૫

**વૃદ્ધા**–(દીનતાથી) હે, પરમેશ્વર, આના પિતા અને
આના બીજા ભાઈઓને પણ આ, રાક્ષસેજ ભક્ષણ કરેલ
છે!! અને આ, મારે આઠમો પુત્ર છે તે એકજ છે માટે
આ દુષ્ટ રાક્ષસથી આનું રક્ષણ કરો, રક્ષણ કરો!

**ભીમ**–અરે, વધારે શુ કહેવુ?

## शार्दूलविक्रीडित.

(વૃદ્ધાને)
જો કોપે હરી આજ તેનિ ઉપરે કે શેષ કોપે ખરે,

[1] રાક્ષસ.

રાખુ હું તુજ પુત્રને યમથકી જો કોપ પોતે કરે; [1]
જેના બાહુતણિ સ્તુતી જગ કરે જીતે મહા[2] સંગરે,
(પુરૂષને)
તે હું ભીમ શરણ્યછું તુજતણો શ્યા માટ તુ તો ડરે. ૧૬

**પુરૂષ**—મોટી કૃપા થઇ પ્રાણદાતા,

[એમ કહીને પ્રણામ કરેછે એટલામા]

(નેપથ્યમા કળકળ થાયછે)

## સ્રગ્ધરા.

કેછે આ વેળ [2]રક્ષો કઇ મુજ અરથે કોળિયો આણિ આપો; [1]
પામીછે નાગ શકતી પગ નવ ઉપડે પેટ મારૂંજ માપો;
તીખી ભૂખેથિ સુકયું [3]ઉદર, [4]જઠરથી આગ દાઝે બળેલા,
એવો હું, હેગ આપો [5]પઅશન ઝટ કરૂ તોય તૃપ્તી વળે ના. ૧૭

[સર્વ લોક સાભળીને ભયભીત થઇ ગયા પ-
છી બાજી દિશાઓમા જતા રહેછે તેથી]

**ભીમ**—દેવી, રાક્ષસ આવેછે તું કોઈ કુંજમા સં-
તાઈ જા.

**દ્રૌપદી**—નાથ, હુ નાસી જનાર નથી, પણ અ-
હિંજ ઊભી રહીશ.

**ભીમ**—દેવી, તું સ્વેચ્છાચારીપણું કેમ કરેછે? મારૂ
વચન માનીને કોઈ લતાકુંજમા સંતાઈ જા.

(નેપથ્યમા)

---

૧ પૃથ્વીમા. ૨ રાક્ષસો ૩ પેટ ૪ જઠરાગ્નિ ૫ ખાવું
બકને એક ચક્રનગ્રમા ભીમ માર્યોછે એમ ભારતમાં
પણ તે નગ્રનુ નામ આ વખતમા શું છે અને કયે ઠેકાણે હતું
તેનુ નક્કી થતુ નથી પણ દંતકથામા અણહિલ્લપુર એકચક્ર હતુ
એમ બોલાયછે. તર્કથી અનુમાન બાંધીએ તો બકને મારીને
બકેશ્વર મહાદેવ સ્થાપ્યા હોય તો તે હાલ અહિ છે અને
શહેરનો દરવાજો પૂર્વદિશાએ હાલ બગવાડો કહેવાયછે તે નામ
ઘણા વર્ષથી ચાલેછે.

સ્વામી આમ્ આમ્!!

**ભીમ**—(સભ્રમ) દેવી, રાક્ષસ તો આવ્યો!! માટે ઉતાવળી ખસી જા.

[મંદમંદ રૂદન કરતી દ્રૌપદી આંબાના થડ પાછળ સંતાઇને જુવેછે ત્યાર પછી ભીમ પોતાના હાથમાં ગદા લેઇને શિળાતળ ઉપર સુવેછે એટલામાં બક અને તેની સાથે સુકરમુખ તથા વ્યાઘ્રમુખ એવે નામે બે રાક્ષસો પ્રવેશ કરેછે તેને જોઇને મનમા]

**દ્રૌપદી**—(સભીત) અહા!! પીળા જેના કેશ અને અતી રક્ત નેત્રો છે તથા લાલ જેના દાંત અને લાંબા હોઠ છે; વળી શરીરે ઘણોજ કાળો અને લાંબા જેના હાથપગ છે, એટલુંજ નહિ પણ નાકે ચીબો છે તે શું આ, રાક્ષસ છે?

**બક**—(ભીમને દેખીને હર્ષથી)

## स्रग्धरा.

સ્કંધો છિદ્રો વિના છે વિકટ કટિ તટો પાટિયા જેવિ છાતી,
લાંબા બાહુછે જેના ઉદર [1]ગુરૂ વળી સાથળો પિંડિ[2]માતી;
ત્ર ચોછે મેદ મજ્જા[3]પળ રસ બહુને [4]પ્લિહ શોણીત [5]અસ્તી,
[6]યકૃત્તેમા ઘણાથી સહુ [7]પરિજનને આપશે ભૂખ શાન્તી. ૧૮

---

૧ મોટું અથવા ભારે. ૨ જાડી. ૩ માંસ. ૪ ડાબી કુક્ષમા માંસના મોટા પિંડા હોયછે. ૫ હાડકાં. ૬ જમણી કુક્ષમાંહે માંસના પિંડ છે તે. ૭ કુટુંબ.

## स्रग्धरा.

नीरंध्र स्कंध बंधो विकट कटि तटः स्फार वक्षः कपाटः
स्थूल प्रालंब बाहु र्गुरु तर जठरः पीवरो रुक्मि गात्रैः
त्वग्मेदो मज्ज मांस रस रुधिर यकृत् कीकस क्लीह कीर्णः
सर्वेषा मेष मर्त्यः प्रशमयति चिरादद्य रक्षां बुभुक्षां. १९

**સુકરમુખ**—(ચારે તરફ સુંઘીને) બીજી પણ ગંધ આવેછે ખરી!

**બક**—આ, પુષ્ટ શરીરવાળા પુરૂષની ગધ સર્વ ઠેકાણે વ્યાપી રહી છે!

**સુક૦**—(સર્વ દિશાઓમા સુંઘીને) પણ આ ગંધ તો જુદા પ્રકારની છે!

**બક**—ત્યારે બીજું મનુષ્ય હોય તો જો.

[સુકરમુખ અને વ્યાઘ્રમુખ ભૂમીને સુંઘતા અને ચારે તરફ ફરતા દેખીને ભયથી ધ્રુજતી દ્રૌપદી ઝાડની પાછળ સન્તાયછે તેને દેખીને]

**વ્યાઘ્રમુખ**—(મનમા) અરે! આ સ્ત્રી કયથી? (પ્રકાશમા) અરે, અરે સુકરમુખ, અહિઆવ, અહિઆવ! આ, સ્ત્રી ઉભો છે!

**સુક૦**—(ઉતાવળો જઇને હર્ષથી) હુ ઝીત્યો! હુ ઝીત્યો!!

[એમ કહીને બગલો કુદતો નાચે છે તે દેખીને દ્રૌપદી ધ્રુજે છે].

**વ્યા૦**—હે સ્ત્રી, આગળ થા.

**દ્રૌપદી**—શ્યા માટે?

**વ્યા૦**—હું તને ખાઇશ!!

[દ્રૌપદી ભયથી કાપતી આમ તેમ ફરેછે એટલે]

**સુકર૦**—સ્વામી, આ સ્ત્રી મળીછે! માટે પ્રથમ તેને ખાઓ.

**બક**—આના વડેજ મને તૃપ્તી થશે, માટે તેને હેવા દો.

**સુકર૦**—(દ્રૌપદીનું શરીર સુંઘીને તથા જીભથી ચાટીને) સ્વામી, આનું માસ અને રૂધિર ઘણુંજ સ્વાદિષ્ટછે માટે આને આપ વચમા, વચમા આરોગો.

બક—જો! અમે રાક્ષસ છીએ, તોપણ મર્યાદા ઉલંઘન કરતા નથી, કારણ કે—અમારા માટે નગરના લોકોએ, એકજ ઉપહાર પુરૂષ નીમેલો છે.

શુકર૦ અને વ્યા૦—એમ હોય તો અમે ખાઈશું!!

બક—તમે પણ આ પુષ્ટ ઉપહાર પુરૂષનું ભક્ષણ કરો.

[સુકર૦ અને વ્યાઘ્ર૦ ભીમના શરીરે બટકાં ભરતા દેખીને દ્રૌપદી મંદ મંદ રૂદન કરેછે.]

બક—આણે પોતાની પાસે ગદા રાખીછે તેથી સમજાયછે કે, કોઇ ગોવાળ હશે. (દ્રૌપદી સામે આક્ષેપથી) બાળે, આ કોણછે?

દ્રૌપદી—(ભયથી ધ્રુજતી)તમે જેમ કહોછો તેમજ, (મંદસ્વરે) તે તારો કાળછે!

શુકર૦ અને વ્યા૦—(ઉતરેલે મોઢે) સ્વામી, આના શરીરને ખાતાં અમારા દાતને પ્રહાર થાયછે!!

બક—(હસીને પોતે બટકા ભરયા પછી ખેદથી ઉઠીને) આતો વજ્ર કાયછે! એટલે શસ્ત્ર વિના વિદારણ થશે નહિ, માટે તેને ઉપાડીને પર્વત ઉપર લઇ જાઓ.

શુક૦ અને વ્યા૦—(ભીમને ઉપાડયા પછી મુકી દઇને) સ્વામી, અમે તો આને ઉપાડી શકતા નથી.

બક—બીજાઓને બોલાવો.

શુકર૦—(ઊંચે સ્વરે) અરે, અરે રાક્ષસો ઉતાવળા આવો.

[પાંચ છ રાક્ષસો આવીને બક પ્રત્યે]

રાક્ષસો—સ્વામી હાજર છીએ, શી આજ્ઞા?

બક—આ, પુરૂષને ઉપાડીને પર્વત ઉપર લઇ જાઓ.

રાક્ષસો—જેવી સ્વામીની આજ્ઞા.

[સર્વ રાક્ષસો મળીને બળવડે ભીમને ઉપાડીને

[ધીમે ધીમે પર્વત સામે લઇ જાયછે તે દેખીને]

**દ્રૌપદી**–હા! આર્ય પુત્ર, હા! મહાવીર, ક્યાં ગયા' જવાબ તો આપો?

[એમ કહીને રૂદન કરતી ક્ષણ માત્ર વિચાર કરયા પછી]

અરેરે! આ અરણ્યમાં રૂદન કરવાથી શું થવાનું છે? લાવ આ, આંબા નીચેના આ, લતા મંડપમાં પાશવડે લટકીને પ્રાણઘાત કરૂં!!

[આંબા પાસે જઇને ઊંચે સ્વરે]

હા! મહારાજ યુધિષ્ઠિર, આ પાપ્યાણી લતાના પાશ વડે કંઠ બાંધીને મરેછે!!

——✻——

# પ્રવેશ ૩ જો✻

## સ્થળ

## લતા મંડપ.

### પાત્ર.

દ્રૌપદી, યુધિષ્ઠિર, અર્જુન, સહદેવ, નકુળ, ભીમ, ઉપહાર પુરૂષ, વૃદ્ધા, વધૂ અને સર્વ લોકો.

[અર્જુન જેને માર્ગ દેખાડે છે એવા મહારાજ યુધિષ્ઠિર, સહદેવ અને નકુળ પ્રવેશ કરેછે.]

**યુધિષ્ઠિર**–(ભયભીત થઇને) દેવી, સાહસવડે પાંડવોનો અકસ્માત નાશ કરવાનો વિચાર કરયો છે કે શું?

**દ્રૌપદી**–(લજ્જા પામીને) મહારાજ, બીજા પુરૂષના વારામાં ભીમને રાક્ષસો ઉપાડી લઇ ગયા! તેથી જાણ્યું કે હમણાં મારી નાખશે!! એમ સમજીને આ કામ કરયું.

**યુધિષ્ઠિર**—

### મનહર.

દ્રોપદીનો ક્રોધ શાન્ત થવા કુરૂ કુળનો જે,
મોટી ભુજો વડે અન્ત આણવાનું ધારેછે;
તેની ગદા સામે બીજું શસ્ત્ર ધારવાનું ધારયે,
ઘણા વીર તણા મને લજ્યા તે વધારે છે
વ્યાપ્યું તેજ જેનું ત્રણ લોક માહિ ભીમ એ તો,
પુરો યુદ્ધ રસ પ્રેમે પીવા નિરધારે છે;
સુણીને રોમાન્ચ અમે થયા છીએ આજ તું જો!
રક્ષો ભીમ સાથે યુદ્ધ કરવાનું ધારે છે!! ૧૯

**અર્જુન**—બીહીસ નહિ, તે ભીમસેન છે! એટલે રાક્ષસોથી કોઈ પ્રકારે પરાજય થાય એવી શંકા કરવી નહિ.

જુવો!

### માલિની.

નિશિચર રણમા વ્હો ભીમના યુદ્ધ કાજે,
વિજય મુખ પુકારે તોય તું કા ન લાજે;
ગુરૂ વપુ નિરખીને ગર્વ રક્ષો વિરામ્યા,
અગિ મન બળિ જાણ્યે [1]ચિત્ર થૈ ખેદ પામ્યા. ૨૦

**દ્રૌપદી**—ભીમ એકલાછે, અને રાક્ષસો ઘણાછે તેથી ડરૂંછું!

**સહદેવ**—દ્રુપદ તનયે, તું અનુચિત બોલેછે. જો!

### વસન્તતિલકા.

હું એકલો રિપુ ઘણા [2]સમરે વિચારે,

---

૧ આશ્ચર્ય. ૨ રણસંગ્રામમાં

તે વીર નીચ પણ જે કર ૧કંકુ ભારે;
એવા સુવીર મદદે પણુ એકલો તે,
ખાએછ રાત દિવસે જગ કાળ પોતે. ૨૧

**નકુળ**–(આક્ષેપથી) યાજ્ઞસેની, સગ્રામની વાર્તા તું જાણુતી નથી.

## वसन्ततिलका.

હું છું લઘૂ વય અરી વયમા વધારે,
શૂરા રણે જય સમે મનમા ન ધારે;
માગેછ અન્ય જયના ૨અભિઘાતિ સામે,
થોડા છતા જય કરે બહુ હાર પામે. ૨૨

**યુધિષ્ઠિર**–

## शिखरिणी.

રણે વીરોને તો વિજય કરવા બાહુ નિજ છે,
ખરે વૈરી બીવા ગજ તુરગ આડંબર દિસે,
વને સાથે રાખી હરણ, ૩હરિ હાથી મદ હરે,
તથા છેદીને તે ગજ શિર તણા બ્હો ઢગ કરે. ૨૩

**અર્જુન**–આપ આજ્ઞા કરો તો આર્ય ભીમસેનની પછવાડે હુ જઊ?

**યુધિષ્ઠિર**–(સક્રોધ) શું ભીમ પણ બીજાની સહાયની અપેક્ષા રાખેછે? અને તે ઉપરથી તે પરાજય પામે કે?

[નેપથ્યમા]

## स्रग्धरा.

હા: હા: હે લોક કોનો ભય નહિ ધરતા સાવધાનીથિ રે'જો,
કામો સર્વેજ કરતા મન નવ ધરશો શંક આનંદ લેજો,

૧ ચળ અથવા બાજ. ૨ શત્રુ. ૩ સિંહ.

મુષ્ટીથી મેં વિડારયા રજનિચર બધા ઘા ન બીજો ચલાવ્યો,
હાડોનું ચૂર્ણ કીધું બકનું, પછી મેં કાળ મોઢે ભળાવ્યો. ૨૪

**યુધિષ્ઠિર**–પાચાળી, રાક્ષસોને મારીને ધૈર્યનો ભંડાર
ભીમ આવેછે!

[સંગ્રામના રથમાં પ્રવેશ કરવા પછી સર્વાંગને
વિષે રોમાન્ચ કંચુક થએલછે જેને, એટલુંજ
નહિ પણ શરીર બમણો પુષ્ટ થએલો એવો
જે ભીમસેન, તે પ્રવેશ કરીને.]

**ભીમ**–(લતાપાશ જોઇને ક્રોધથી) અરે! ભીરૂ,
હું?

**દ્રૌપદી**–આર્ય પુત્ર, સુખી થાઓ.

[એમ કહીને નીચું જુવેછે એટલે]

**યુધિષ્ઠિર**–(ભીમને) લજ્યાવાળી કથા જવાદઇને
રાક્ષસોને શી રીતે મારયા? તે કહો.

**ભીમ**–અહિંથી ઉપાડીને રાક્ષસો લઇ ગયા પછી
એક શિળા ઉપર મુકયો.

**યુધિષ્ઠિર**–પછિ, પછી?

**ભીમ**–એટલે સર્વ રાક્ષસો સાભળીને તેમનું ટોળું
ભેગું થયું!

**યુધિષ્ઠિર**–પછિ, પછી?

**ભીમ**–બકાસુર પોતાના હાથમાં ખડ્ગ લઇને મને
મારવાનો વિચાર કરેછે! એટલામાં મેં તેને કહ્યું કે–અરે,
તારા ઇષ્ટદેવને સંભાર, હવે તું રહેવાનો નથી. એમ કહિને
હું તેની સાથે યુદ્ધ કરવા ઊઠયો!

સર્વે (કૌતુકથી) પછિ, પછી?

**ભીમ**–અમો બન્ને જણાને ઘણીવાર સુધી અને
પ્રકારે યુદ્ધ થયો.

**દ્રૌપદી**–પછિ, પછી?

**ભીમ**–પછી તો"

## સ્રગ્ધરા.

લોકોનો ત્રાસ કર્ત્તા [1]વિધુંતુદ સમની બાહુ દ
સ્કંધેથી તોડિ નાખ્યે નિડર મન થવે પાટુથી.
છાતીના હાડકાનો સમર ભુવિ વિષે મુષ્ટિ
કીધો ને કોણપાને યમ પતિ ઘરનો દાશ કી

**સર્વ લોકો**–(હર્ષથી ઊંચે સ્વરે) સાબા
સાબાશ.

**અર્જુન**–જેને માટે આ પ્રયાશ કરવો
ગરીબ માણસ ક્યા છે?

[વધ્ય વેષે ગરીબ પુરૂષ, વૃદ્ધા અને વ
પ્રવેશ કરીને]

**પુરૂષ**–(ભીમને પ્રણામ કરીને) જિવિતદાન
વેચાણ લોવેલો હુ, જીવિતાવધી તમારો દાસ છ

**વૃદ્ધા અને વધુ**–(પ્રણામ કરીને) હે પ
અમે તમારો દાસિયો છીએ, માટે શ્યા કામની
કરોછો?

**યુધિષ્ઠિર**–અરે, તું કોણછે?

**પુરૂષ**–પાસેના નગ્રમા રહેનાર બ્રાહ્મણ

**યુધિષ્ઠિર**–પ્રાણ ભીરૂ કૃપા પાત્ર, તું ગરિ
ક્ષણછે?

---

[1] રાહુ.